

શ્રી જીનેંદ્રાયે નમ:

# જૈન સુબોધક ગાયન મંડળી.

## સ્તવન માળા ભાગ ૪ થો.



પ્રોપ્રાયટર: **બચુભાઈ ચત્રભુજ વાજીંત્ર શિક્ષક.**

ઠે૦ પાયધુની, આદેશ્વરનાં મંદીર સામે, બારીયા બીલ્ડીંગ મુંબઈ.

સને ૧૯૨૭.    ⁘    આવૃતિ પહેલી.

કીંમત રૂ. ૦—૨—૦



મહાવીર તમારી આંખડી મૂર્તિ દેખી મન હરખાય.



મહાવીર તમારી આંખડી મૂર્તિ દેખી મન હરખાય.

પ્રભુ વિધવિધ પુષ્પ મંગાવું, પછી તેની માળ બનાવું,
લઇ આપ ચરણમાં આવું, એવી ઇચ્છા મન થાય—શ્રી. જીન.
દીલ તો પ્રભુને અરપીએ જે દીલ તણા દીલદાર
બચુભાઇને નહિ વિશ્વમાં, પ્રભુ વિના આધાર
વળી તાલ મૃદંગ બજાવું, તતા થઇ નાચી બતાવું
રૂડા સ્તવનો સંભળાવું, જે જૈન સુબોધક ગાય—શ્રી. જીન.

મુંબઇનાં દહેરાસરોનાં ત્રષ્ટીઓ તથા મહેતાજીઓ તથા અમારા આશ્રયદાતા જૈન સદ્ગ્રહસ્થોને વિનંતીપુર્વક જણાવવાનું કે અમારી મંડળીનાં સંવત ૧૯૮૪ ની સાલથી ઘટાડેલા ભાવો તથા અમારી જૈન મંડળીનાં ઉત્તમ કામ તરફ નજર કરી આ મંડળીને જરૂર આશ્રય આપશો એવી આશા છે.. રાત્રે ભાવનામાં ચાર છોકરાઓ તથા પેટીવાલા તબલચી સાથે:—

પાયધુની, ગુલાલવાડી તથા ઝવેરી બજાર..............રૂ૦ ૬
ભાતબજાર, ખારેક બજાર, ભાયખલા, લાલબાગ, અને કોટ...રૂ૦ ૭
વાલકેશ્વર, કોલાબા, લાલવાડી........................રૂ૦ ૮
દાદર............................................રૂ૦ ૧૦

એ શિવાય મુંબઇથી થાણા તથા વીરાર સુધીનાં કોઇપણ દેરાસરમાં રાત્રે ભાવનામાં મંડળી બોલાવવાનાં...................રૂ૦ ૧૧ તથા કુલે ખરચ.

# જૈન સુબોધક ગાયન મંડળી.

પ્રોપ્રાયટરઃ—**બચુભાઈ ચત્રભુજ.**

ઠે૦ **પાયધુની,** આદેશ્વરજીનાં દેહરા સામે, બારીઆ બીલ્ડીંગ બીજે માળે.

બ્રાંચઃ—**ગ્રાંટરોડ,** પનાલાલ ટેરેસનાં દરવાજાની સામે,

રહેવાનું ઠે.:—**હરગોવીંદ ચતુ**ના માળામાં જુની હનુમાન ગલી

## કોઇપણ વાજીંત્ર વગાડતાં શીખવા માટે

ટુંક મુદતમાં અને સહેલાઇથી કોઇ વાજીંત્ર વગાડતાં શીખવા માટે અમારી મંડળીની શાસ્ત્રોકત પદ્ધતિ તરફ ધ્યાન આપી અમારે ત્યાં પધારશો

તેમજ

ગાયન કળાના શોખીનો માટે સર્વોતમ

# ગાયન ગુટિકા

# VOICE PILLS

ટ્રેડ  માર્ક

ચાલુ અવાજમાં મધુરતા લાવનાર બેઠેલા અવાજને તુરતમાં ઉઘાડનાર તથા છાતીમાં સંપુર્ણ શકિત આપી અવાજને ખીલવનાર સુવાસિક અને સ્વાદીષ્ટ ગોળીઓ જરૂર વાપરો

**કીમત શીશી ૧ નો રૂ. ૧.**

અમારે ત્યાંથી તથા જાણીતા વેપારીઓને ત્યાંથી મળશે.

**બનાવનાર :—બચુભાઈ ચત્રભુજ.**

**વાજીંત્ર શિક્ષક.**



## સ્તવન (૧)

(રાગ ધ્રુપદ)

આદીજીન સ્વામી રટનામ
આદીજીન પ્રભુજી પુર્ણ કામ—આદી૦
જય જય વિશ્વનાં વિશ્રામ—આદી૦
અંતરયામી જીનજી નમામી
નવિન કાર્ય કરો સસમય
બચુભાઇ ચહે નિત પ્રભુ તુજ
ગુણ ગાઇ આપો અવીચળ ધામ—આદી૦

## સ્તવન (૨)

કેશરીવા થાશું પ્રીત કરીએ સાચા ભાવશું
હો જીનજી થાશું પ્રીત કરીએ સાચા ભાવશું
મધુકર મોહ્યા માલતીને મે મોયો પ્રભુ નામ
અન્ય દેવકો નહિ નમુને ભજુ અલખ ભગવાનરે—કેશરીયા.

નાભી રજા મારૂ દેવીકા નંદા મુખ પુનમકો ચંદા
ધનુષ પાંચસો બનમે કાયા નગર અજોધાના રાયારે—કેશરીયા.

કાળા ગોરા ભેરવ બીરાજે બટુક ભેરવ ભારી
કેઇ કેઇ ખંડીત કરવા આવ્યા લડી લડી નાઠા હારીરે–કેશરીયા.

ભોજક ગાવે ભાવશું ને વડનગરના વાસી
કાળીદાસ કરજોડી કહે છે જય જય ત્રીલોકી નાથરે–કેશરીયા.

## સ્તવન (૩)

ચંદા પ્રભુ જીસે ધ્યાનરે મોરી લાગી લગનવા
લાગી લગનવા છોડી ન છુટે
જબ લગ ઘટમે પ્રાણુરે મોરી લાગી લગનવા–ચંદા.

દાન શીયળ તપ ભાવના ભાવો
જૈન ધરમ પ્રતિપાળરે મોરી લાગી લગનવા–ચંદા.

હાથ જોડકે અર્જ કરત હય
વંદત શેઠ ખુશાલરે મોરી લાગી લગનવા–ચંદા.

## સ્તવન (૪)

રાગ–( જાણી જાણું જાદુ કરનારી )

એ...જાણી વાણી મંગળ કરનારી. રે મહાવીર તમારી
કામ ક્રોધાદીક રીપુ જીતી પ્રભુ પહોંચ્યા મુકતી દ્વારે
અમ સરીખા ના અષ્ટ કર્મો પ્રભુ તમ વિણુ કોણુ નીવારે–રે૦

શાન્ત શ્વેત મુદ્રા નીરખી મન શાન્તિ પામે મારૂં
હેજે શરણુ એજ બચુભાઇને લાગે પ્યારૂં પ્યારૂ–રે૦

## સ્તવન (૫)

રાગ–(ગરવા લગાજારે રસીલે)

પાર લગા જારે નૈયાયે મોરી. સાજના

ભવ સિંધુ બીચ આન ફસી હયે જીનજી બતાદો કીનાર–નૈયા૦

પાંચો વિષયરૂપી પવન તોફાની માયા ને કીયો અંધકાર–નૈયા૦

લક્ષ ચૌરાશી બંદર કર હાર્યો અબ તો લગાદો બેડા પાર–નૈયા૦

બચુભાઇ કરજોડ કહત હયે પ્રભુજી તેરો આધાર–નૈયા૦

## સ્તવન (૬)

રાગ–[તમે જો જો ન વાયદા વીતાવજો]

તમે જોજો ન સમય આ વીતાવજો

રે ભવી વહેલા જીનાલયમાં આવજો–તમે.

પ્રભુને પંચામૃતે પખાળ કરાવજો.

કેશર ચંદન અખંડ અક્ષત ચડાવજો.

રૂડા મીઠાઇ મેવા ધરાવજો–રે ભવી.

જાઇ જુઇ મોગરાની માળા બનાવજો.

ધુપ દીપ આરતીથી મંદીર દીપાવજો

અને લાખોની આંગી રચાવજો.

શુધ્ધ પ્રેમે પુજા ગાઇ પ્રભુને રીઝાવજો.

સુબોધક મંડળીના સ્તવનો સંભળાવજો

બચુભાઇનો નેડો નીભાવજો—રે ભવી.

## સ્તવન (૭)

રાગ—કવાલી

મેરે જીનજી શેત્રુંજે બુલાલો મુઝે
આદી જીણુંદા દરશ દીખાલો મુઝે

પુનીત પરમાનંદ શ્રી જીણુંદ પ્રભુજી આપ હો
ભવીક જન કટે ભકિતસે જન્મો જન્મકા પાપ હો
અબતો માયાકે ફંદેસે છુડાલો મુઝે—આદી

નામ તેરા જામ આઠો જપને સે આરામ હો
હો કૃપા હમ પર તુમારી સિધ્ધગીરી બીશ્રામ હો
માહા મોહકી નીંદસે જગાલો મુઝે—આદી.

ખોયા લડકપન ખેલમે યુવા કટી મોહ જાલમે
આયા બુઢાપા અબ પ્રભુજી રહેમ કરો ઇસ હાલમે
કે કરમીકે ધરમી બનાલો મુઝે—આદી.

આશા ફકત યેહીહે જીનજી તેરા આધાર હો
બચુભાઇ કહે પ્રભુ ભકતીસે ભકતોકા બેડા પાર હો
શીવપુર પાનેકી પોથી પઢા લો મુઝે

## સ્તવન [૮]

રાગ—[ ડાલ ગલે બૈયા મય ]

વાલી લાગે પ્રભુજી તમ મુરતી નીહાળીઆ
સફળ જનમ થયો જીનજી જોઇ

ચાહું નહી ચોતથી અવરને કોઇ
જાણી ગુણ ખાણી તુજ વાણી રસાળીઆ—વાલી.
ભવી જન તારી કર્યાં આભારી
વીનતી સેવકની લ્યો ઉરધારી
વાટ શીવપુરની છે અમથી અજાણીઆ—વાલી.
સુંદર સાજ અવાજથી ગાઇ
પાર્સ પ્રભુજીનાં ગુણ સુખદાઇ
જોઇ બચુભાઇની દ્રષ્ટી લોભાણીઆ—વાલી.

## સ્તવન (૯)

રાગ–(કાનુડા તારી કામણ)

આદીજીન તારી મુદ્રા મનોહારી નીરખતાં આનંદ ઉરભારી
જગ ઉપકારી વળી મંગળ કરનારી નીરખતાં આનંદ ઉરભારી
મન ગમતા મળીયા જગ સ્વામી રહી નહી કંઇ ખામી
બલીહારી (૨) પ્રભુજી તમ પ્રતિમા પ્યારી—નીરખતાં૦
પુરણ પુન્ય થકી પ્રભુ પામ્યો શીવપુર અધીકારી
બચુભાઇ (૨) ભજે એ ભવીજન હીતકારી—નીરખતાં૦

## સ્તવન (૧૦)

રાગ–( પીયા કે નેડા લાગો)

જીયામે અયસો લાગો—જીઆ૦

પાર્સ પ્રભુજીસે નેહા લગા કે અયસો લાગો.
વામા નંદન પ્રભુ જગ વંદન મનરંજન હો આપ.

અહનિશ ધ્યાન ધરૂં પ્રભુ તેરો હોવે પાપ સબ માફ—કે૦
શરદ શશી સમ ભાલ વિશાલ રસાલકો દરસ કીયો આજ
નિલમ મણી માણેક મોતીયંન કે સોહે મુગટ શીરતાજ—કે૦
અંતર ગત મેરી તુમ જાનત હો તુમહી કરોગે વાર
બચુભાઇ પ્રભુ પાર્સ ભરોસે તુમ્હી ઉતારો પાર—કે૦

## સ્તવન (૧૧)

રટ શ્રી વામા નંદન જીન જયકારી—રટશ્રી૦
સુપુરણ પ્રેમ ધરી પ્રમાદ દુર કરી
આ સમય ક્યાંથી ફરી એવું મન
ધારી ધારી—રટશ્રી૦
બચાવ્યો આગથી પ્રભુ નાગ આપે
બોલ્યા ઇંદ્રાદીક તુજ ગુણ અમાપે
બચુભાઇ ચીત એ ચાહે પ્રેમે ગાયે
ગાન તાન નિત્ય ન્યારી ન્યારી—રટશ્રી૦

## સ્તવન (૧૨)

રાગ-(લંગર સોનાના પેરૂં)

છોકરો-(૧) મને રઢ રંગીલા લાગી—મને.
છોકરો-(૨) ભાઇ શાની
છોકરો-(૧) પ્રભુજીનું મુખ જોવાની
છોકરો-(૨) તો ચાલને જો જો જો જો

છોકરો-(૧) શું શું શું શું
છોકરો-(૨) પ્રભુજી પ્યારા
છોકરો-(૧) ક્યાં છે ક્યાં છે
છોકરો-(૨) સીહાસન પર
છોકરો-(૧) વાહ વાહ વાહ વાહ *
છોકરો-(૨) જો તો ખરો ભાઇ ધારીને જો
કંઠે હાર પેર્યાં નર્યાં હીરે જડ્યો
છોકરો-(૧) પહેરીને માળા પ્રભુ લટકાળા બેઠા છે
ખરેખર ભાઇ માસ્તર મારા કહેતા કે
બેઉ-નાચો થૈ નાચો થૈ છુમ છુમ છુમ—મને

## સ્તવન (૧૩)

રાગ-[કસુંબી કસુંબી નૈના]

સુસંગી સુસંગી સુસંગી પ્રભુ મીલ ગયે
સફળ ભયે મોરે નેન નેના સુસંગી પ્રભુ મીલ ગયે
એકતો મેં દર્શન મેં દરર્શન મે દર્શનકી પ્યાસી
દર્શન બીના નહી ચયેન નેના સુસંગી પ્રભુ મીલ ગયે
એક તો મય પાપી મય પાપી મય પાપી પ્રભુ હું પ્રાણી
તારન વાલે ભગવાન નેના સુસંગી પ્રભુ મીલ ગયે
એક તો મય માયા મય માયા મય માયાકા લોભી
જુઠી માયા મોરી જાન નયના સુસંગી પ્રભુ મીલ ગયે
એકતો મય આયા મય આયા મય આયા તેરે શરણે
જેઠાન્ટ કલ્યાણ ગુણ ગાય નેના સુસંગી પ્રભુ મીલ ગયે

રાગ—[ બલિહારી રસીયા ]

બલિહારી બલિહારી બલિહારી જગનનાથ હો જાઉ તોરી,
શાંતિ જિન શાંતિ સેવક દીજીએરે. બલિહારી.

કાળ અનાદી કેરા. ફિરતા હું જગમે ફેરા;
અંત ન આયો જિન ઉપકારી ॥ જગ૦ ૧

પુણ્ય ઉદય પાયો, ચરણ સરણ દાયો;
ઓર ન તુમ સમ જગ દાતારી. ॥ જગ૦ ૨

ચિદઘન નામી સ્વામી. શિવ પદ ગામી પામી;
ખોટ ન માનું અબ હિતકારી. ॥ જગ૦ ૩

દીન અનાથ નાથ, ગહીયો મેં હાથ સાથ;
દોષ ન રંચક ગુણ ભંડારી ॥ જગ૦ ૪

આતમ સુખ આપો, વલ્લભ દુઃખ કાપો;
ફેર નવ લેઉ ભવ અવતારી ॥ જગ૦ ૫

## સ્તવન [૧૪]

### શ્રી પંચ કલ્યાણ પુજા

રંગ રસીઆ રંગ રસ બન્યો મન મોહનજી
કોઇ આગળ નવી કહેવાય મનડું મોહયું રે મન મોહનજી
વેધકતા વેધક લહે—મન. બીજા એકા વા ખાય—મનડું.
લોકોતર ફળ નીપજે—મન. મોટો પ્રભુનો ઉપકાર—મનડું.
કેવળ નાણ દિવા કરું—મન. વીચરંતા સુર પરીવાર—મનડું.
કનક કમળ પગલાં ઠવે—મન. જળબુંદ કુસુમવરસાત—મનડું.
શિરછત્ર વળી ચામર ઢળે—મન. તરૂ નમતાં મારગ જાત—મનડું.
ઉપદેશી કોઇ તારીયા—મન. ગુણ પાંત્રીસવાણી રસાળ—મનડું.
નરનારી સુર અપ્સરા—મન. પ્રભુ આગળ નાટકશાળ—મનડું.
અવનિતળ પાવનકરી—મન. અંતિમ ચોમાસુ જાણ—મનડું.
સમેત શિખર ગીરી આવીયા—મન. ચડતાં શિવ ધરસો પાન—મનડું.
શ્રાવણ સુદી આઠમ દીને—મન. વિશાખા એ જગદીશ—મનડું,

અણુસણ કરી એક માસનું-મન. સાથે મુનિવર તેત્રીસ-મનડું.
કાઉસ્સગમાં મુકિત વર્યા-મન સુખ પામ્યા સાદિ અનંત-મનડું.
એક સમય સજશ્રેણીથી-મન નિકર્મા ચઉદ્રષ્ટાંત-મનડું
સુરપતિ સઘળા તિહા મળે-મન. ક્ષીરો દધી આણે નીર-મનડું.
સ્નાન વિલેપન ભુષણે-મન. દેવ દુષ્યે સ્વામિ શરીર-મનડું.
શોભાવી ધરી શિબીકા-મન. વાજીંત્રને નાટક ગીત.-મનડું
ચંદન અચત પર જાળા-મન સુર ભકિત શોક સહીત-મનડું
થુભ કરે તે ઉપરે-મન. દાઢાદિક સ્વર્ગે સેવ-મનડું.
ભાવ ઉધ્ધોત ગયે થકે-મન. દીવાળી કરતા દેવ-મનડું.
નંદીસર ઉત્સવ કરે-મન. કલ્યાણક મોક્ષાનંદ-મનડું.
વર્ષ અઢીસેં આંતરૂ-મન. શુભ વીરને પાસ જીણંદ-મનડું.

## સ્તવન (૧૫)

રાગ—(કવાલી)

દીવાના તેરે દર્શકા અયે યાર મૈંભી હું
નિરંજન નિરાકાર અર્જ સુનો જરા
તુ સબકી રહીમકાર હય, લાચાર મૈંભી હું—દીવાના.
રખતા હું સરોકાર જો તુહીસે મૈં સદા
દાતાર તુંહી હય તેરા, નાદાર મૈંભી હું—દીવાના.
કર્મોંકી બડી મર્જસે, જહાન હય ભરા
અવ્વલ હકીમ તુ હય, તેરા બીમાર મૈંભી હું—દીવાના.
સુંનકે સુખન કપુરકા કદમોમે લો લગા,
તું હય સીરે સરદાર તાબેદાર મૈંભી હું—દીવાના.

## સ્તવન (૧૬)

રાગ-[ વ્હાલા વેગે આવોરે ભીડ મારી ભાંગવા ]

ચિંતામણી સ્વામીરે કહું શીર નામી રે,
પ્રભુ સુણો વિનતી હોજી,

પારસ પ્રભુ, તુમ સમ દેવ ન કોય,
વારી જાઉં, દેખ લીયા જગ જોય.—ચિંતામણી૦

સાખી–હમ તુમ સરીખા નાથજી, જીવન ભેદ લગાર,
તુજ નિજ રૂપે, રમ રહે, હમ રૂલતે સંસાર,
વારી પ્રભુ, કર્મ તણા એ પ્રતાપ—ચિંતામણી૦

સાખી–કાલ પ્રવાહ, અનાદિકો, ચેતન કર્મ સબંધ,
દુર કીયા તુમને પ્રભુ, હમ બીચમે રહે બંધ
વારી પ્રભુ, તુમ વર નહિં નહિં શાપ—ચિંતામણી૦

સાખી–ક્રોધ માન માયા અતી, લોભ પરમ એ દોષ,
અંશ નહીં તુમમે પ્રભુ, વિતરાગ ગુણ પોષ,
વારી પ્રભુ, ચિદ ઘન રૂપ અમાપ—ચિંતામણી૦

સાખી–નિર્દોષી કે ધ્યાન મે ધ્યાતા ધ્યેય અદોષ,
પારસ મણી કંચન કરે ગુણી અવલંબન જોશ,
વારી પ્રભુ, સેવક સમ સંગ આપ—ચિંતામણી૦

સાખી–લાલ બાગમે રમ રહે, નિજ ગુણ દીન દયાળ.
મોહ મયી નગરી ખરી, પીણુ નહિં મોહ જંજાલ,
વારી પ્રભુ, એ તુમ નિજ ગુણ છાપ—ચિંતામણી૦

સાખી–આતમ સત્તા સારીખી, સબ જગ જીવ સ્વભાવ
આતમ લક્ષ્મી પામીએ, વધારે જીવ વિભાવ
વારી પ્રભુ, વલ્લભ હર્ષ અપાર—ચિંતામણી૦

## સ્તવન (૧૭)

જીનરાજ થારા દરીશણુરે ઉમાહ્યો મહારાજ,
જીનરાજ હો રંગ રશીયા મહારાજ હો દીલ વસીયા,
અંગીયા ચમકે બીજલીરે અનુભવ વરસે મેહ,
જીનરાજ થારો કેશરી વાઘો ભીજે મહારાજ—જીનરાજ.
ચાર ગતિરા ચોકમેંરે ચોરાશી બાજાર,
જીનરાજ થારા દર્શન બીન હું ભટકો મહારાજ—જીનરાજ.
ગત ચોરાસી ચોકમેં રે દોય લુગાયા જાય,
જીનરાજ થારો દરીશણુરી દીલ ડાડી મહારાજ—જીનરાજ.
દોય ગોરી દોય શામળીરે દોય લડાવે લાડ,
જીનરાજ થારા નેણારો પાણી લાગો મહારાજ—જીનરાજ.
સમકીત શેરમાં સંચરીરે નવસર શજી શણગાર,
જીનરાજ થારી ચંદ્રમુખી મુખ જેવા મહારાજ—જીનરાજ.
નગર મંડવારીએ મનોહરરે અરીહંત આદી જીણંદ
જીનરાજ થારી છબી સુંદર મનમોહે મહારાજ—જીનરાજ.
જીમ જીમ ભીજે કામળીરે તીમ તીમ ભારી હોય
જીનરાજ થારો કદમીદાસ ઉગારો મહારાજ—જીનરાજ.
સંવત નેન રસ નવ શશીરે ચાતુર માસ મનોહાર,
જીનરાજ થારી ચઇત્ય પ્રવારી કીની મહારાજ—જીનરાજ.
સુરી રાજેન્દ્રશ્રી દમીલ્લનારે આચાર્ય મહારાજ શીશ
જીનરાજ થારો ધનમુની દર્શન કીનો મહારાજ—જીનરાજ.

## સ્તવન (૧૮)

રાગ—

નેમકી જાન બની ભારી દેખનકો આવે નર નારી
અનંતા ઘોડા ઓર હાથી મનખરી ગીનતી નહિ આતી
ઉંટપર ધજા જો ફરકાતી ધમકસે ધરતી થર રાતી
સમુદ્ર વિજયકા લાડકા નેમ ઉનુકા નામ
રાજુલ દેકું આયે પરણુવા ઉગ્રસેન ઘરધામ
પ્રસન ભઇ નગરી સબ સારી—નેમકી.

કસુંબલ વાધા અતી ભારી કાને કુંડલ છબી અતી ન્યારી
કલંગી તુરરા સુખકારી માલ ગલે મોતીયનકી ડારી
કાને કુંડલ ઝગમગે શીશ *મુગટ ઝલકાય
કોટી ભાનુકી કરૂ ઉપમા શોભા અણીક અપાર
વાજ રહયાં વાજાં ટંક સાળી—નેમકી.

છુટ રહી ઉનકી છહરાઇ બ્યાહમે આયે બડે ભાઇ
ઝરૂખે રાજુલહે આઇ જાનકો દેખી સુખપાઇ
ઉગ્રસેનજી દેખકે મનમે કરે બીચાર
બહોત જીવ કરી એકઠા વાડો ભયોં અપાર
કરી સબ ભોજનકી ત્યારી—નેમકી.

નેમજી તોરણપે આયે પશુ જીવ સબહી કુરલાયે
નેમજી વચન ફરમાએ પશુ જીવ કાહેકુ લાએ
યાકો ભોજન હો વસી જાન વાસતે એહ

યે વચન સુણી નેમજી થર થર કંપે દેહ
ભાવસે ચડ ગએ ગીરનારી—નેમકી.

પીછે શુ રાજુલદે આઇ હાથ પકડયો છીની માહી
કહાં તું જાએ મેરી જાઇ ઔર વર દેખુ મુકતાઈ
મેરે તો વર એક હી હો ગએ નેમ કુમાર
ઔર ભુવનમે વર નહિ કોટી કરો બીચાર
દીક્ષા જબ રાજુલને ધારી—નેમકી.

તજ્યા સબ સોળે શણગારા આભુષણ રત્ન જડીત સારા
લગે મોહે સબહી દુઃખકારા છોડ કર ચાલી નીરધારા
માત પીતા પરીવારકુ તજતાં ન લાગી વાર
વીજોગ કર ચાલી આપશુ જાય ચડી ગીરનાર
સુરતી છોડી મા પ્યારી—નેમકી.

સાહેલીયાં સબ હી સમજાવે હૈયે રાજુલને નહિં આવે
જગત સબ જુઠો દરશાવે મેરો મન નેમ કુંવર ભાવે
તોડયાં કંકણ દોરડા તોડયા નવસર હાર
કાજલ ટીકી પાન સોપારી ત્યાગો સબ શણગાર
સાહેલીયાં સબ હીલ મીલ ખાની—નેમકી.

દયા દીલ પશુ અનકી આઈ ત્યાગ જબ કીનો છીની માહી
નેમજી ગીરનારે જાઇ પશુ કે બંધન છોડવાઇ
નેમ રાજુલ ગીરનાર પે લીનો સંજમ દાન
નવલરામ કરી લાવણી કંઇ ઉપન્યો કેવળ જ્ઞાન
જીનોકી કીરીયા બુધ્ધિ સારી—નેમકી.

## વધાઈ (૧૯)

બાજે બાજે બધાઈ બાજેરે દીનાનાથની બધાઇ બાજે.
શરણાઇ શીર નોબત બાજે, ધનનન ધન જ્યુ ગાજેરે–દીના.
ઇંદ્રાણી મીલ ગાવે, મોતીવન ચોક પુરાવેરે–દીના.
સેવક પ્રભુજી શું અર્જ કરત હમ, ચરણુની સેવા પ્યારી લાગેરે–દીના.

## સ્તવન (૨૦)

આરતી

જય જય આરતી આદી જીણુંદા
નાભી રાયા મારૂ દેવીકા નંદી–જય૦

પહેલી આરતી પુજા કાજે નરભવ પામીને લાવો લાજે
દુસરી આરતી દીન દયાળા ધુળેવા નગરમે જગ અજવાળા
તીસરી આરતી ત્રીભુવન દેવા, સુર નર ઇંદ્ર કરે તોરી સેવા
ચોથી આરતી ચઉગતી ચુરે મન વાંછીત ફળ શીવ સુખ પુરે
પાંચમી આરતી પુન્ય ઉપાયા મુળચંદે રીખવ ગુણ ગાયા–જય.




---

આ ચોપડી **સ્વદેશ** પ્રિન્ટીંગ પ્રેસ, ગાયા બીલ્ડીંગ, માંડવી, મુંબઇ ૩ મધે છાપી છે અને **બચુભાઇ ચત્રભુજે** પાયધુની, આદેશ્વરજીના દહેરા સામે, બારીયા બીલ્ડીંગ, મુંબઇ ૩ મધે એઓ માટે પ્રસિધ્ધ કરી છે.



બહારગામ મંડળી બોલાવનાર ગ્રાહકોને ચેતવણી કે બીજી મંડળીનું નક્કી કરવા પહેલા અમારે ત્યાંના ઉત્તમ કામની જરીના ડ્રેસોની વિજળીક લાઇટ તથા કેટલીક રમત ગમતોની જરૂર ટ્રાયલ લેશો કે પાછળથી પસ્તાવાનો વખત ન આવે. બીજું અમારી મંડળીનો લાભ ગરીબ કે તવંગરો એક સરખા લઇ શકે તેટલા માટે બહારગામ પ્રતિષ્ઠા કે ઓચ્છવોમાં મંડળી બોલાવવાનો ભાવ

**ફકત રૂા. ૧૦૧ રાખેલ છે.**

તથા મંડળીનો કુલે જવા આવવાનો ખરચ જુદો લેવામાં આવે છે. વિશેષ માટે પત્ર લખો અથવા રૂબરૂ મળો:—

## જૈન સુબોધક નાટક મંડળી.

પ્રો. **બચુભાઈ ચત્રભુજ.**

ઠે૦ પાયધુની આદેશ્વરજીનાં દહેરા સામે મુંબઇ.

રહેવાનું ઠેકાણું:—**જુની હનુમાન ગલી હરગોવિંદ ચતુનો માળો.**

# દરેક ખુશાલીના પ્રસંગો



પ્રતિષ્ઠા, ઉજમણા, અઠાઇ વીગેરે દરેક ખુશાલીનાં પ્રસંગોમાં આજે બાર વરસ થયા દેશોદેશમાં જૈન સમાજને અત્યુતમ આનંદ આપનારી અમારી જૈન સુબોધક ગાયન મંડળીનાં મધુર અવાજદાર છોકરાઓને ભભકાદાર ડ્રેસોમાં તથા માથા પર ફેંટા કે મુગટોમાં વિજળીની લાઇટ સાથે રાત્રે ભાવનામાં વીવીધ પ્રકારનાં નાચ સહીત ધાર્મીક સ્તવનો ગવડાવી પ્રભુ ભક્તિમાં ભરપૂર એવા ઉત્તમ પ્રકારનાં આનંદ મેળવવા અમોને જરૂર યાદ કરશો.

**મંડળી બહારગામ બોલાવવાનો ચાર્જ**
**ફક્ત રૂા. ૧૦૧**
**તથા જવા આવવાનો કુલ ખર્ચ જુદો**

# જૈન સુબોધક ગાયન મંડળી.

પ્રોપ્રાયટર **બચુભાઇ ચત્રભુજ.**

ઠે૦ પાયધુની આદેશ્વરજીના દહેરા સામે બારીયા બીલ્ડીંગ( **મુંબઇ. ૩** )

બ્રાંચ:-**ગ્રાંટરોડ પનાલાલ ટેરેસ સામે.**

રહેવાનું ઠેકાણું:-જુની હનુમાન ગલી હરગોવિંદ ચતુનો માળો **મુંબઇ ૨**